

**Real Patidar <mail@realpatidar.com>**



# OE 36A -Nagviri Village -30 families embrace Sanatan religion / નાગવીરી ગામ - 30 પરિવારે સનાતન ધર્મનો અંગીકાર કર્યો

**Real Patidar <mail@realpatidar.com>** **Thu, Jun 30, 2011 at 4:52 PM**
To: realpatidar <realpatidar@googlegroups.com>

30-Jun-2011
|| જય લક્ષ્મીનારાયણ || || Jay Laxminarayan ||

થોડા દિવસ પહેલાં, તા. ૨૩-૦૫-૨૦૧૧નાં આ વિષય ઉપર જાણકારી આપતો ઈમૈલ તમને મોકલ્યો હતો. જે આ ઈમૈલનાં નીચે પણ જોડવામાં આવેલ છે. તે ઈમૈલમાં જે નાગવીરી ગામમાં 30 સતપંથી પરિવારોએ સનાતન ધર્મ અંગીકાર કરવાની વાત કહી હતી, તેજ વાતની પુષ્ટિ કરતું પાટીદાર સંદેશનાં ૧૦-જુન-૨૦૧૧નાં અંકમાં પાના નં ૧૦માં લેખ છપાયો છે. આ લેખને તમને આ ઈમૈલ સાથે જોડેલ ફાઈલમાં પણ વાંચી શકશો.

નાગીવીરી ગામે નોંધ પત્ર અમુક ઠરાવો પાસ કર્યા છે, જેમાં સતપંથીઓ સાથે કોઈ પણ સંબંધ ન રાખવાં અને જે જુના સંબંધ થઈ ગયા છે, તેને આગળ જતાં કેવી રીતે જાળવવા, તેનાં ઉપર સરસ છણાવટ કરવામાં આવેલ છે. તેજ લેખમાં પાછળથી પાટીદાર સંદેશનાં તંત્રીઓએ સનાતન ધર્મના પક્ષમાં થોડું લખ્યું છે, તે પણ વાંચવા લાયક છે.

You will recollect that some days back on 23-May-2011, I had sent an email on this subject, which is reproduced after this email, for your quick reference. That email contained new about 30 Satpanthi families embracing Sanatan religion in Nagviri village. Recently Patidar Sandesh also carried an article in its 10-Jun-2011 edition, page 10, confirming the same news. You can read the whole article in the file attached with this email.

Nagiviri village has taken some note worthy decisions. Of which completely severing the ties with Satpanthis and clarity on how to take forward old relations entered in earlier days, are important ones. Towards the end of the same article, the editors of Patidar Sandesh have written in favour of Sanathan Dharm, which is worth taking note of.

You can also read this article here: http://www.realpatidar.com/index.php/archives/oe-36
ઉપર જણાવેલ લીંક પર પણ આ લેખને તમે વાંચી શકશો.

Real Patidar
www.realpatidar.com

-------------------------------------------------------------------------------------------------------------------------------

- Views expressed here are for the sake of discussion and knowledge only.
- To fully understand the contents of this email, you may be required to read http://issuu.com/patidar/docs/series_1_-covering_email_contents
- To know more visit www.realpatidar.com or send a request-mail to mail@realpatidar.com
- To receive emails send a request to mail@realpatidar.com or join google group http://groups.google.com/group/realpatidar/
- Views expressed here are not necessarily of Real Patidar or subscribed by Real Patidar.

--------------
--------------

BEWARE !! BEWARE !!
Phishing attacks: Following ids of Pro-Satpanthis;

1. real-patidar@googlegroups.com 2. realpatidarr@gmail.com 3. realpatidaar@gmail.com
are NOT related to the www.realpatidar.com, the original Real Patidar
---------------------------------------------------------------------------------------------------------------------



---------- Forwarded message ----------
From: Real Patidar <mail@realpatidar.com>
Date: 2011/5/22
Subject: OE 36 -Nagviri Village -30 families embrace Sanatan religion / નાગવીરી ગામ - ૩૦ પરિવારે સનાતન ધર્મનો અંગીકાર કર્યો
To: realpatidar <realpatidar@googlegroups.com>

23-May-2011

|| જય લક્ષ્મીનારાયણ || || Jay Laxminaryan ||

હાલમાં સંપન્ન થયેલ લક્ષ્મીનારાયણ ભગવાનનું પ્રાણ પ્રતિષ્ઠા મહોત્સવ દરમ્યાન મંચ ઉપરથી એવી જાહેરાત કરવામાં આવી હતી કે રવાપરની બાજુમાં આવેલું નાગવીરી ગામમાં ૩૦ પરિવારે સતપંથને ત્યાગીને સનાતન ધર્મનો અંગીકાર કર્યો છે. સતપંથીઓનું એક ગઢ ગણાતું આ ગામમાં હવે ફક્ત પાંચજ ઘર સતપંથમાં રહ્યા છે.

In the recently concluded Bhagwan Laxminarayan Temple's opening ceremony function, an announcement was made from the stage, that 30 families of Nagviri village have embraced Sanatan religion, by leaving Satpanth for ever. Nagviri, one of the strong hold villages of Satpanth, has only 5 families left with Satpanth.

નાગવીરી ગામના ૩૦ સતપંથી પરિવારોએ સામે ચાલીને સનાતની ભાઈઓનો સંપર્ક કર્યો અને પોતાની સનાતન ધર્મ પાળવાની ઈચ્છા તેમના સામે રાખી, જે સનાતની ભાઈઓને ઉદારતા દાખવીને વધાવી લીધી. આ પરિવર્તન દિલથી થયું છે. કોઈએ જોર જબરદસ્તી નથી કરી.

30 families of Nagviri village came forward and expressed to their Sanatani brothers about their wish to embrance Sanatan religion. Sanatani brothers accepted their wish and whole heartedly welcomed these Satpanthis. This change has happened from the heart. There was absolutely no pressure from anybody.

નાગવીરી ગામના દરેક લોકોને આવા મહાન સિદ્ધિ બદ્દલ ખુબ ખુબ અભિનંદન અને સનાતન ધર્મનો અંગીકાર કરનાર, માજી સતપંથીઓ, ને સુભેછા. ભગવાન લક્ષ્મીનારાયણ તમને ખુબ ધન અને બરકત આપશે.

Congratulations of all the people of Nagviri Village and best wishes to the incoming Satpanthis into Sanatan religion. Bhagwan Laxminarayan will bring prosperity and wealth to you.

Real Patidar
www.realpatidar.com
---------------------------------------------------------------------------------------------------------------------
- Views expressed here are for the sake of discussion and knowledge only.
- To fully understand the contents of this email, you may be required to read http://issuu.com/patidar/docs/series_1_-covering_email_contents
- To know more visit www.realpatidar.com or send a request-mail to mail@realpatidar.com
- To receive emails send a request to mail@realpatidar.com or join google group http://groups.google.com/group/realpatidar/
- Views expressed here are not necessarily of Real Patidar or subscribed by Real Patidar.
--------------
BEWARE !! BEWARE !!
Phishing attacks: Following ids of Pro-Satpanthis;
1. real-patidar@googlegroups.com 2. realpatidarr@gmail.com 3.

(૧૦) ૧૦મી જૂન-૨૦૧૧ પાટીદાર સંદેશ



# નાગવીરી (કચ્છ) ખાતે મળી ગયેલ "શ્રી લક્ષ્મીનારાયણ કડવા પાટીદાર સનાતન સમાજ નાગવીરી"ની અસાધારણ સભા : ૨૯ પરિવારો સનાતન પ્રવાહમાં જોડાયાં :

નાગવીરી (કચ્છ) : (અમારા પ્રતિનિધિ શ્રી અમૃતલાલ રવજી ભાદાણી, ચેન્નૈનો ઈ-મેઈલ સંદેશો)

તા. ૯-૫-૧૧ના સવારે ૯-૦૦ વાગ્યે અત્રે શ્રી લક્ષ્મીનારાયણ કડવા પાટીદાર સનાતન સમાજની એક અસાધારણ સભા પ્રમુખ શ્રી ગોવિંદભાઈ માધવજી ભાદાણી (સુરત)ના અધ્યક્ષસ્થાને બોલાવવામાં આવેલ, જેમાં સ્થાનિક સભ્યો ઉપરાંત નાગવીરી ગામના ભારતભરના વિવિધ પ્રાંતોમાં વસતા સભ્યોએ બહોળી સંખ્યામાં હાજરી આપેલ. મંત્રી શ્રી હિરાલાલ ખેતા પોકાર (ગાંધીધામ) દ્વારા સર્વે સભ્યોના આવકાર તેમજ રાબેતા મુજબ કાર્યવાહીની શરૂઆત બાદ એક ઐતિહાસિક ઘટનાની પણ ઝાંખી થયેલ, જેમાં ચાલુ વર્ષે સતપંથ સમાજમાંથી સનાતન સમાજમાં પ્રવેશ કરેલ કુલ ૨૯ પરિવારોનું આ સમાજ દ્વારા હર્ષ અને ઉમળકા સાથે હાર્દિક સ્વાગત કરવામાં આવેલ. કેન્દ્રિય સમાજના શ્વેતપત્રના અમલીકરણ તરફ આગળ વધવા તેમજ સનાતની વિચારધારાને વેગ આપવા આ સમાજ દ્વારા નીચે મુજબના ઐતિહાસિક ઠરાવો સર્વાનુમતે મંજુર કરવામાં આવેલ.

(૧) શ્રી લક્ષ્મીનારાયણ કડવા પાટીદાર સનાતન સમાજની સ્થાપના નાગવીરી ગામના એવા સુધારક વડીલો દ્વારા કરવામાં આવી હતી કે જેઓએ સતપંથ ધર્મનો સદંતર ત્યાગ કરી આપણા મૂળ સનાતન વૈદિક હિંદુ ધર્મનો અંગીકાર કર્યો હતો અને ત્યાર પછી સંવત ૨૦૧૫ના આપણા ઈષ્ટદેવ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણની પાનમૂર્તિની મંદિરમાં સ્થાપના કરીને આ સમાજની સ્થાપના કરી. આ સમાજના દરેક સભ્યોએ સનાતન હિંદુ ધર્મ હંમેશને માટે પાળવાનો રહેશે અને અનુસરવાનો રહેશે.

(૨) શ્રી લક્ષ્મીનારાયણ કડવા પાટીદાર સનાતન સમાજ નાગવીરીના સભ્ય, સનાતન વૈદિક હિંદુ ધર્મને માનતા અને પાળતા નાગવીરી ગામના પાટીદાર જ્ઞાતિના વંશ જ રહી શકશે અથવા થઈ શકશે. પીરાણા સતપંથ ધર્મને માનતી અને અનુસરતી કોઈપણ વ્યક્તિ આ સમાજનો સભ્ય બની શકશે નહિ. આ સમાજના કોઈપણ સભ્યે એમના બાહ્ય આચરણો જન્મથી મરણોત્તર સુધી હિંદુ તરીકેના પાળવાના રહેશે.

(૩) આ સમાજમાં લક્ષ્મીનારાયણ ભગવાનને માનવાવાળા સભ્ય હોવા છતાં અંદરથી પીરાણા સતપંથ ધર્મમાં આસ્થા ધરાવતા હોય અને એમના સ્થાનકોમાં જેવા કે પીરાણા, કાદિયા મોટા આશ્રમ, નિષ્કલંકી ધામો, જ્યોતિષધામ સ્થાનકો વિગેરેમાં દર્શન, પૂજા, અર્ચના કરવા જાય છે તેવા સભ્યોને આ સમાજ સદંતર બંધ કરવાનો આદેશ આપે છે. તેમાં કોઈપણ પ્રકારની ઢીલાશ અથવા તો બાંધછોડ કોઈપણ સંજોગોમાં ચલાવી લેવામાં આવશે નહિ.

(૪) આ સમાજના સનાતન ભાઈઓએ મરણોત્તર બાદ પીરાણા જઈને ગુનો છોડાવવો, નારણબલી કરાવવી, મધ્યરાતની પૂજા તેમજ સતપંથ સમાજના કોઈપણ ધાર્મિક કાર્યક્રમમાં ભાગ લેવો નહિ.

(૫) શ્રી લક્ષ્મીનારાયણ કડવા પાટીદાર સનાતન સમાજના કોઈપણ કુટુંબ તેમજ પરિવારના તેના સગાં-સંબંધીઓ અગર પીરાણા સતપંથ ધર્મને માનનારા અથવા અનુસરતા હોય તો તેઓ તેની સાથે કોઈપણ પ્રકારનો સંબંધ રાખી શકશે નહિ.

(૬) શ્રી લક્ષ્મીનારાયણ કડવા પાટીદાર સનાતન સમાજ નાગવીરીના ધાર્મિક હિંદુ ઉત્સવોના સમૂહ કાર્યક્રમોમાં તથા વ્યવહારિક કાર્યક્રમોમાં પીરાણા સતપંથ ધર્મને માનતી, અનુસરતી સમાજ, વ્યક્તિ તેમજ પરિવાર તેમજ વ્યક્તિ સમૂહને કોઈપણ પ્રકારનું આમંત્રણ આપવું નહિ અને પીરાણા, સતપંથ સમાજના કોઈપણ પ્રકારના કાર્યક્રમોમાં ભાગ લેવો નહિ તેમજ એમનું આમંત્રણ સ્વીકારવું નહિ તેમજ આપવું નહિ.

(૭) સતપંથ સમાજના સભ્ય ભાઈઓ જો લક્ષ્મીનારાયણ કડવા પાટીદાર સનાતન સમાજ નાગવીરીમાં સનાતન ધર્મ અંગીકાર કરવા ચાહતા હોય તો એવા ભાઈઓને આ સનાતન સમાજ આમંત્રિત કરે છે અને સાથે સાથે હાકલ પાડે છે કે આપણે એક મગની બે ફાડો છે તેને આપણે એક કરીએ. જાગ્યા ત્યારથી સવાર માનીને નિયમોના આધારે વૈદિક હિંદુ ધર્મ અંગીકાર કરે.

(૮) શ્રી સનાતન સમાજના કોઈપણ સભ્યે અથવા પરિવારે આજ દિવસ પછી દિકરા-દિકરીઓના સગપણ સાતરાં બાબતે દિકરી લેવાનું તથા દિકરી દેવાનું સનાતન ધર્મ પાળનારા પરિવારો સાથે જ સંબંધ જોડવાનો રહેશે. આથી અગાઉ પીરાણા સતપંથ ધર્મને માનનારા પરિવારો સાથે કરવામાં આવેલ જુના સંબંધોમાં આવતા સામાજિક વ્યવહારો જેવા કે લગ્ન, મામેરૂં તથા બોલામણું વિગેરે પ્રસંગોમાં જઈ આવી શકશે. તેવી જ રીતે મરણ વખતે દફન વિધિ તેમજ જુના પ્રકારની અંતિમ ક્રિયાઓ કરે તો સામાજિક નીતિ નિયમો પ્રમાણે થતો વ્યવહાર કરીને પાછું આવવાનું રહેશ. ઉત્તરક્રિયામાં ભાગ લેવાનો રહેશે નહિ.

(૯) સનાતન સમાજના પરિવારમાં કોઈપણ પરિવારમાં તેના નજીકના સગાં-સંબંધીઓ જેવા કે સગા ભાઈ, કાકા, દાદા, કાકાઈ ભાઈઓ વિગેરે અગર પીરાણા સતપંથ ધર્મને માનનારા અથવા અનુસરતા હોય તો તેઓ તેની સાથે કોઈપણ પ્રકારનો સંબંધ રાખી શકશે નહિ.

(૧૦) સનાતન સમાજ એક સનાતન વૈદિક હિંદુ ધર્મને પાળતા લોકોની સમાજ છે અને તેના ઈષ્ટદેવ ભગવાન શ્રી લક્ષ્મીનારાયણ જ છે. સમાજ એને જ કહેવાય જ્યાં વ્યવસ્થિત લોકોનો જન સમુદાય હોય જે... (અ) એક જ ધર્મને (સનાતન વૈદિક હિંદુ ધર્મ) પાળતો હોય, (બ) એક જ રીત-રિવાજને અનુસરતો હોય, (ક) એક જ આચાર વિચારને વરેલો હોય.

(૧૧) ઉપરોક્ત ઠરાવોની પ્રત (નકલ) કચ્છના ગામોની સનાતન સમાજોને મોકલવી તેની સાથે સાથે કચ્છ બહારની સનાતન સમાજોને પણ આ ઠરાવોની નકલો મોકલવામાં આવશે.

ઉપરોક્ત ઠરાવોનું પાલન આપણી સમાજના દરેક સભ્યે અને પરિવારોએ કરવું અનિવાર્ય છે. તેમાં કોઈપણ પ્રકારની ઢીલાશ, ચૂક અથવા બાંધછોડ કોઈપણ સંજોગોમાં ચલાવી લેવામાં આંવશે નહિ. ઉપરોક્ત નીતિ-નિયમોનું ચુસ્તપણે પાલન કરવું અને કરાવવું એ આ સનાતન સમાજના દરેક સભ્યો તેમજ પરિવારોની નૈતિક ફરજ બને છે. આ સમાજની કોઈપણ વ્યક્તિ અથવા તો પરિવાર ઉપરોક્ત ઠરાવોનું ઉલ્લંઘન કરશે તો આ સમાજના ગુનેગાર ગણાશે અને તેવા સભ્યોનું તેમજ પરિવારોનું સભ્યપદ રદ કરવામાં આવશે અને એ બાબતે બીજી કોઈપણ અન્ય ચર્ચાઓ હાથ ધરવામાં આવશે નહિ. ઉપરોક્ત ઠરાવો શ્રી લક્ષ્મીનારાયણ કડવા પાટીદાર સનાતન સમાજ નાગવીરીની અસાધારણ સભામાં સર્વાનુમતે પસાર કરવામાં આવેલ છે અને તેને તા. ૯-૫-૨૦૧૧થી લાગુ પાડવામાં આવે છે.

અત્રે ઉલ્લેખનીય છે કે કેન્દ્રિય સમાજના આદેશોનું સાંગોપાંગ પાલન કરવા તેમજ હિંદુ સનાતન વૈદિક ધર્મ અભિયાનને વધુ મજબૂત કરવા આ નાનકડા ગામે જે પહેલ કરેલ છે, તે અન્ય સમાજો માટે પણ ખૂબ જ પ્રેરણાદાયી બની રહેશે. એક સમયમાં જ્યારે આ ગામમાં સતપંથમાં આસ્થા ધરાવતાં પરિવારોની સંખ્યા ઘણી જ વિશાળ હતી, ત્યાં આજે હવે અલ્પસંખ્યક પરિવારો જ આ સતપંથી આસ્થામાં બચવા પામેલ છે. આશા છે કે સનાતન તરફી પરિવર્તનનો દોર હજુ પણ ચાલુ જ રહેશે.

વિશેષમાં ઉપરોક્ત સમાજ દ્વારા નાગવીરી ખાતે આગામી શ્રાવણ વદ ૪ થી ૯ દરમ્યાન દર વર્ષની જેમ વિવિધ ધાર્મિક તેમજ સામાજિક કાર્યક્રમોનું ભવ્ય આયોજન થવા જઈ રહ્યું છે. સાથે સાથે આ સમયગાળા દરમ્યાન સમાજ વતી રસોડાની વ્યવસ્થા પણ ઉપલબ્ધ હોઈ, દરેક સભ્યોને આ મહોત્સવમાં ઉમંગભેર ભાગ લેવા નમ્ર વિનંતી કરવામાં આવે છે.

પાટીદાર સંદેશના તંત્રીઓની નોંધ: "સનાતન તરફી પરિવર્તનનો દોર હજુ પણ ચાલુ જ રહેશે."